શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય

ક્રમાંક-૫

# આત્મ દર્શન

(કાવ્યો)

[illegible]

સુખલાલ જીવરાજ શાહ બી. એ.

પ્રકાશક:

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક

કાર્યાલય, કલોલ.

સંવત ૧૯૮૫ પ્રથમાવૃત્તિ

સન ૧૯૨૮ પ્રત ૭૫૦

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય ક્રમાંક-૫

# આત્મ દર્શન

( સમર્થ જૈન આચાર્યોના આત્મ સ્વરૂપ વિચારો )

કાવ્ય ભાષાંતર કરનાર

સુખલાલ જીવરાજ શાહ, બી. એ.,

ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ અને

પ્રેસીડંટ-મ્યુનિસીપલ બોર્ડ, ડીસા.

મૂલ્ય ૦-૦-૬

# પ્રસ્તાવના

જૈન ધર્મ ભૂષણ પંડિત શીતળ પ્રસાદજીએ લખેલ "આત્મ ધર્મ" નામના અતિ અધ્યાત્મ રસથી ભરેલા પુસ્તકમાં દિગંબરી આચાર્યોની માગધી અને સંસ્કૃત ભાષામાં ગાથાઓ આપેલી છે. આ ગાથાઓ આત્માના સ્વરૂપનું ખરૂં દિગ્દર્શન રજુ કરે છે. તે વાંચી મને ઘણી અસર થઇ અને તેનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાની ઇચ્છા થઇ. ફુરસદના અભાવે માત્ર ત્રણ ચાર આચાર્યોના વિચારોનું કાવ્ય ભાષાંતર કર્યો પછી આ કામ કેટલોક વખત મારે મુલતવી રાખવું પડયું. પ્રભાતમાં અમિતગતિ આચાર્યોનું કાવ્ય ઘણી વાર હું બોલતો તેથી આ ભાષાંતર અપૂર્ણ રહ્યું છે એવો ખ્યાલ મારા મન પર હંમેશા રહેતો. "આત્મ ધર્મ"માં કુલ આઠ આચાર્યોના વિચારો આપેલાં છે તે તમામનું કાવ્ય ભાષાંતર આજે પુરૂ થવાથી તેને જૈન સમાજના ચરણમાં મુકવા રજા લઉં છું. ત્રણ ચાર આચાર્યોના કાવ્ય ભાષાંતર સને ૧૯૨૭ મે માસના જૈન સમાચાર પત્રમાં પ્રસિદ્ધ થયાં છે.

કહેવાની જરૂર નથી કે આ પદ્ય ભાષાંતર મારા પોતાના ઉપયોગ માટે કરેલ છે. ને તેને પ્રસિદ્ધ કરવાનો હેતુ એટલો જ છે કે જૈન સમાજને કદાચ તે ઉપયોગી નીવડે. આ ભાષાંતરની લગભગ પડતર કિંમત પ્રચારના હેતુથી રાખવામાં આવી છે.

| | |
|---|---|
| ૧-૧૦-૧૯૨૮<br>ભાદ્રપદ પુર્ણીમા | સુખલાલ જીવરાજ શાહ, બી. એ., |

# અનુક્રમણિકા



# આત્મદર્શન.



## શ્રી કુંદકુંદાચાર્યના વિચારો.

( ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાગ. )

ક્રિયા કરે જે મન વાણી ને દેહ આ,
'દંડ' નામથી શાસ્ત્ર મહીં સમજાય જો,
ત્રિવિધ એવા ક્રિયા દંડ નહિ આતમમા,
'આતમરામ' આ મ્હારો નિર્મળ હોય જો. ૧

લોક મહીં જે 'આતમરામ' ને 'પર' તણા,
વસ્તુઓના દ્વંદ્વો જે કહેવાય જો;
'પર' રહિત એ આતમરામને જાણવો,
'પર' વિનાનો દ્વંદ્વ રહિત તે થાય જો. ૨

રાગ દ્વેષનું નામ નહિ જેમા મળે,
સ્વરૂપ જેનું મોહ શૂન્ય મનાય જો,
શરીર વિણ તે દેહ વિનાનો જાણવો,
આલંબન વિણ નિરાલંબી હોય જો. ૩

રાગ વિણ તે રાગ દશા નહિ પામતો,
રાગ દ્વેષ કે મૂઢતાનું નહિ નામજો;
ભય વિનાનો નિર્ભય નિત્યે માનવો,
આવા ગુણથી દીપે આત્મારામ જો. ૪
પરિગ્રહ કેરી ગાંઠ વિના નિગ્રંથ તે,
રાગ, મોહ કે મિથ્યા નહિ નિદાન જો;
કામ ક્રોધ કે માન, મદોના દોષ ના,
આતમરામમા આવ્યા નહિ નિશાન જો. ૫

મનહર છંદ

બાળક કે બુઢ્ઢો નહિ, વળી એકે સ્થિતિ નહિ,
આતમરામ તણો નહિ કરતા કારણ છું;
અન્યથી કરાવું નહિ મોંઘા મારા સ્વરૂપને,
કરાવનારાને કદિ ટેકો નહિ આપું છું. ૬
રાગ, દ્વેષ, મોહ તણું રૂપ મારૂં કદી નહિ,
આવા રૂપ તણો નહિ કરતા* કારણ છું;
અન્યથી કરાવું નહિ આવા સ્વરૂપને કદિ,
કરાવનારાને કદિ ટેકો નહિ આપુ છું. ૭
ક્રોધ, માન, માયા, લોભ આતમરામ જાણે નહિ,
એવા દોષ તણો નહિ કરતા કારણ છું;

અન્યથી કરાવું નહિ આ દોષ ને કદિ હું,
કરાવનારાને કદિ ટેકો નહિ આપું છું.
આત્મરામ તણું અહો સ્વરૂપ અજબ બહુ,
જ્ઞાનની અસીમતાએ કેવળજ્ઞાની માનવો,
અનંત દર્શન થકી ગણું કેવળ દર્શની,
મહા સુખ શક્તિતણો સાગર તે ધારવો,
આવા ગુણ થકી શોભે અમૂલ્ય આ આત્મરામ,
ખરેખર ખ્યાલ નિજ સ્વરૂપનો જાણવો. ૯
આત્મરામ આવા નિત્ય ભાવમાં રમી રહે છે,
'પર' તણા ભાવને કદાપિ નહિ લાવતો;
જ્ઞાની સહુ વસ્તુનો નિહાળે સહુ વસ્તુઓને,
આવો મ્હારો આત્મરામ નિજ રૂપે રમતો. ૧૦

**( ઓધવજી સંદેશો–એ રાગ ચાલુ )**

આત્મરામ અવિનાશી આવ્યો એકલો,
જ્ઞાન અને દર્શન છે તેનું રૂપ જો;
બહિર ભાવો સ્પર્શ કરે નહિ આત્મને,
'પર' થકી છે તેનું ભિન્ન સ્વરૂપ જો. ૧૧
સર્વ પ્રાણી પર સમતા ભાવો રાખતો,
વસે નહિ જ્યાં વેર માત્રનું નામ જો;

લોક તણી સૌ આશાઓને ત્યાગીને,
સમાધિમાં હું જોઉં મ્હારા રામ જો. ૧૨

વિકલ્પ છોડી આત્મરામને જોડતા,
મહત પુરૂષ જે નિજ આત્માની સાથજો:
યોગભક્તિ તો તે જ પુરૂષની જાણવી,
અન્ય પ્રકારે યોગતણી નહિ વાત જો. ૧૩

દ્રવ્ય આવ્યું છે મુજ આગળ આ પારકું.
સમજી એવું છોડે પરનું દ્રવ્ય જો,
'પર ભાવો' ત્યમ આત્મજ્ઞાનીઓ છોડતા,
સ્વરૂપ સમજી સુખને લેતા ભવ્ય જો. ૧૪

સંબંધ છે નહિ મોહ સાથ કંઈ માયરો,
જ્ઞાન અને દર્શનમા રમતો નિત્ય જો,
આત્મરામનો જ્ઞાતા હું અડકું નહિ.
ભાખણ મ્હારો મોહ શત્રુ નિશ્ચિત જો. ૧૫

સ્વરૂપ તો છે એક જ મારા આત્મનું,
વિશુદ્ધ દર્શન જ્ઞાનમય તે હોય જો;
આત્મરામ વિણ પરમાણુંકો વિશ્વના,
તલ માત્ર નહિ આત્મરામમાં હોય જો. ૧૬

કંચન તજતો નિજરંગ ને નાહ કદિ,
ભલે સહે તે અગ્નિ કેરો તાપ જો,
આત્મરામ ત્યમ છોડે નહિ નિજ રૂપને,
કર્મ તાપમાં તમ ભલે હો તેહ જો. ૧૭

નિશ્ચયવાદે એક અને વિશુદ્ધ હું,
માયા વિણ હું દર્શન જ્ઞાને પૂર્ણ જો
શુદ્ધ આત્મમાં સ્થિત કરીને આત્મને
ક્ષય કરૂં છું ક્રોધાદિક સંપૂર્ણ જો. ૧૮

અનુભવે જે ખરૂં આત્મનું રૂપ આ,
પામે તેઓ આત્મતણું સદ્ રૂપજો;
અનુભવે જો અસત આત્મનું રૂપતો,
પામે છે તે અસત્ નિજ સ્વરૂપજો. ૧૯

અનુભવું નહિ આત્મતણા હું રૂપને,
અંશ માત્ર જો રાગદ્વેષનો હોય જો;
નથી કામનો શાસ્ત્ર વિશારદ ધર્મનો,
રાગદ્વેષનો સ્પર્શ માત્ર જો હોય જો. ૨૦

દેહાદિ પર દ્રવ્યો થાતા છિન્ન ભિન્ન,
કે વિકારે થાતા કો અદૃશ્ય જો;

વિચરતા વા સ્વેચ્છાયે કે કારણે,
પણ પામે નહિ આત્મ તણો એ સ્પર્શ જો. ૨૧

સ્વરૂપ ગાઢું સમજીને આ ધ્યાનથી,
આત્મરૂપમાં પામુ હું સંતોષ જો;
આત્મરૂપમાં તૃપ્ત થવાથી આવતો,
જીવ સકલને અખંડ સુખનો કોષ જો. ૨૨

આત્મરામ તો જ્ઞાન તણો સાગર સદા,
ખરેખરો તે જ્ઞાયક વીર ગણાય જો;
આત્મરામ છે જ્ઞાયક ને જ્ઞાની વળી,
જ્ઞાની જ્ઞાયક વિણ અન્ય નહિ હોય જો. ૨૩

આત્મરામમાં આવ્યા છે નહિ કોઈપણ,
રસ, રૂપ, કે ગંધ, શબ્દ વા સ્પર્શ જો;
સૂક્ષ્મ રૂપે ચેતન ગુણ ધારી સદા,
નિરાકારી નહીં કો લક્ષણ પાસ જો. ૨૪

દર્શન જ્ઞાને મહા હેતુ તે જાણવો,
ક્રોધાદિક ભાવોનો નહીં જ્યાં વાસ જો;
ક્રોધ મહીં તો ક્રોધ વસે છે સર્વદા,
ક્રોધ રહે નહિ જ્ઞાન દર્શન પાસ જો. ૨૫

સમ્યક જ્ઞાની ખરા રૂપને જાણીને,
પુદ્ગલ માને રાગ દ્વેષનો તત્વ જો;
એ પુદ્ગલનું ફળ "ઉદય" ને જાણવું,
ભાવ ગણું છું ક્રોધાદિકના સત્ત્વ જો. ૨૬
ક્રોધાદિક ભાવોને હું જાણું ખરો,
પણ રાખે નહિ એને આત્મારામ જો;
આતમરામ તો જ્ઞાયકતામા રાચતો,
જ્ઞાની જ્ઞાયક બન્ને આત્મારામ જો. ૨૭
ચેતનધારી આતમરામ જે શોભતો,
ભેદ જ્ઞાન પ્રજ્ઞાન થકી ઓળખાય જો;
આતમરામ કે "હું"માં છે નહિ ફેર કંઈ,
પરના ભાવો "હું"થી પર મનાય જો. ૨૮

---

## પૂજ્યપાદ સ્વામીના આત્મધર્મ પર વિચારો.

---

### હરિગીત.

દેખાય છે મુજ દ્રષ્ટિથી જે વસ્તુઓ આ વિશ્વની,
તે જાણતી જરીએ નથી કો વાત એકે જ્ઞાનની;
જ્ઞાની ગણાતો આત્મ તેને ઇંદ્રિયો દેખે નહિ,
કહો વાત કેને જઇ કરૂં, બસ આતમમાં રાચું સહી. ૧

'પર' સ્પર્શ કરવા જોગ નહિ તેથી ગ્રહણ કરતો નથી,
પણ ઉચ્ચ મારા આતમની વિભૂતિઓ તજતો નથી;
જ્ઞાની રહ્યો તે સર્વથા તેથી અનુભવ તેહનો,
કરતો રૂડો દિનરાત ઉંડો ખ્યાલ મારા આતમનો. ૨

જ્ઞાની કહે પરમાત્મ જેને તેજ "હું" તો છું ખરે,
સમજાય છે જે "હું" થકી પરમાત્મ તે માનું અરે;
'હું' તથા પરમાત્મમાં કંઇ ફેર જરીએ છે નહિ,
આ વાતને સમજી ભલા ઉપાસના કર 'હું' તણી. ૩

આવે ભલે આ લહરીઓ નિત્ય રાગ કે બહુ દ્વેષની,
મન પાણી જો ડોલે નહિ ચિંતા નહિ તે લહરીની;
અડોલ એવા પ્રાણીઓ નિજ સ્વરૂપનો અનુભવ કરે,
બીજા બિચારા આતમનું કલ્યાણ કહો કયાથી કરે ? ૪

કરવો નિરંતર ક્ષોભ એ તો મનતણું નહિ તત્વ છે,
મનમા રહે છે ક્ષોભ એ મુજ આતમની ભ્રાંતિજ છે;
આવું વિચારી છોડવું મન ક્ષોભવાળું હોય તો,
સત સ્વરૂપને સમજાય છે દિલ શાંતિવાળું થાય તો. ૫

જો મન અને આ તન થકી નિરખું નિરાળો આતમને,
જો રાખતો મન આતમમાં સમજી બરાબર સ્વરૂપને;

વ્યવહાર, વાણી, વાંચ્છના જે થાય અળગા આત્મથી,
તો નિરખતા નિજ રૂપને નહિ વાર જરીએ લાગતી. ૬
જે પામરો સમજે નહિં કઇ ભેદ કાયા આત્મનો,
રમતા ફરે સંસારમા કરી સ્વાદ માયા જાળનો,
પણ આત્મ એ તો આત્મ છે એ વાત જ્ઞાની માનતા,
સંસારને દુઃખનો ભરેલો જ્ઞાનીઓ સૌ ધારતા. ૭
આત્મ વિણ કો કાર્યને જ્ઞાની કદિ કરતા નથી,
કિન્તુ કદિ કરવું પડે તો લીન તે થાતા નથી;
મન વચન કાયા આત્મ છે નહિં આત્મ જેઓ ધારતા,
સરજાવતા સંસારને જે દૃષ્ટિ એવી રાખતા. ૮
આત્મથી જે ભિન્ન તે પરમાત્મના અભ્યાસમાં,
પરમાત્મ પદને પામતા તન્મય થવાથી આત્મમાં;
વાટથી છે દીપ જુદો દીપમાં ડુબ્યા થકી,
તે દીપ પદને પામતી શંકા જરી એમાં નથી. ૯
આત્મની ભક્તિ વડે પરમાત્મ પદને લાવતા,
મન્થન વડે વૃક્ષો બધા જ્યમ અગ્નિનું રૂપ પામતા;
અનુભવ થકી ત્યમ આત્મના બહુ તત્ત્વ ઉંચું આવતું,
એ તત્ત્વના આનંદમા દિલ જ્ઞાનીનું ડૂબી જતું. ૧૦
આનંદ શુભ આવી જતાં વિષયો જરા ગમતા નથી,
અણમાગતાં આવી મળે પણ ચિત્તમાં ઠરતા નથી;

નિજ રૂપના અનુભવ મહીં ડૂબી જતાં જે પ્રાણીઓ,
સત્ય સુખના દરિયા મહીં રમતા રહે તે જ્ઞાનીઓ. ૧૧

દોહરા.

અળગા રહી વ્યવહારથી, લીન આત્મમાં થાય;
અચળ સુખ સંયોગ, તેથી સદા પમાય. ૧૨

---

## શ્રી પદ્માનંદી આચાર્યના આત્મધર્મ પર વિચારો.

---

દોહરા.

રસ રૂપ કે ગંધ નહિ, નહિ સ્પર્શનું નામઃ
મૂર્ત નહિ પણ દેહમાં, વસી રહ્યો છે 'રામ'. ૧
આંખોથી દેખાય નહિ, તો પણ પ્રકટ જણાય;
થાય કદાપિ ધ્યાનથી, ચિંતન જો મન માંય. ૨
સ્વરૂપ સાચું સમજીને, મોહ કરૂં હું દૂર;
ગુરૂવાણીથી આજ હું, ભાંગું ભ્રાંતિ જરૂર. ૩
નિશ્ચય મનથી દેખતો, વિશુદ્ધ મારો 'રામ.'
'રામ' મહીં જોડતો ઇન્દ્રિય કેરાં કામ. ૪
સ્મરણ કર્યાંથી જેહનું જ્ઞાન જ્યોત ઝળકાય;
મોહ તિમિર ચાલી જતું, ઉર આનંદિત થાય. ૫

 

આત્મરામનો વાસ તો, દેહ મંદીરે થાય;
અન્ય સ્થળે દોડું નહિં, શોધું દેહની માંય. ૬

ક્રોધાદિક સંયોગથી, પામું નહિ વિકાર;
મેઘ વિકારી હોય પણ, નભતો નહિ તલભાર. ૭

પરમ જ્ઞાન તે આત્મ છે, નિર્મળ દર્શન તેહ,
ગણું તેજ ચારિત્રને, નિર્મળ તપ પણ એહ. ૮

નમન કરવા યોગ્ય છે, એકજ મારો 'રામ';
સજ્જનનું તે શરણ છે, મંગળ ઉત્તમ નામ. ૯

સકલ શાસ્ત્ર સાગર તણું ઉત્તમ રત્નજ તેહ,
સુંદર વસ્તુઓ મહીં, અતિશય સુંદર એહ. ૧૦

સંસારી સૌ વ્યાધિઓ, મુજને દેતી દુઃખ;
શીતલ જલ મંદિર આ, આત્મા આપે સુખ. ૧૧

સચ્ચિદાનંદ સ્વરૂપને, ધરતો હું નિઃશંક;
બીજા આનંદો બધા, ક્ષણભંગુર ને રંક. ૧૨

કર્મ બંધથી બદ્ધ પણ, બંધ કરે નહિ કર્મ;
રાગદ્વેષથી યુક્ત પણ, નિર્મળ સમજો મર્મ. ૧૩

દેહધારી દેખાય પણ, દેહ વિનાનો હોય:
આત્મરૂપ અદ્ભુત આ સમજે શાણા કોય. ૧૪

પરમ આત્મની ભાવના, શુદ્ધ ભાવથી થાય;
પરમ પદને લાવતી, કારણ ભાવ જણાય. ૧૫

પણ નીચી જો ભાવના, નીચું પદ પમાય;
લોઢાથી લોહજ બને, કંચન ક્યાંથી થાય? ૧૬
રોગ પીડતો દેહને, નહિ 'રામ' ને ખાસ;
ઘર બળે અગ્નિ થકી, નહિ ઘરનો આકાશ. ૧૭
આત્મજ્ઞાન એ તીર્થ છે, ઉત્તમ ને અદ્દ્ભુત:
સ્નાન કરી એ તીર્થમાં, કાઢું મેલ અખૂટ. ૧૮
અસંખ્ય મોટાં તીર્થથી, મેલ જેહ નવ જાય;
આત્મજ્ઞાનના તીર્થથી, અંતર મલ ધોવાય. ૧૯
કષાય કેરો વાયરો, સ્પર્શ કરે નહિ રામ;
જ્ઞાન સૂર્યની જ્વાળાથી, થાયે ભસ્મ તમામ. ૨૦
'રામ' દીવડો દિવ્ય છે, નહિ માયાનો પાસ,
દિવ્ય તેજથી આપતો, સકલ વિશ્વ પ્રકાશ. ૨૧
આત્મ તણા જો મંદિરે, નહિ બુદ્ધિનો વાસ,
શાસ્ત્ર તણા જો વનમહિ, કરે ભ્રમણ ચોપાસ. ૨૨
કરે વિકલ્પો બુદ્ધિ તે, લઇ કુલટાનું રૂપ;
પતિવ્રતા બનતી નહિ, કયાંથી સતી અનુપ! ૨૩
આત્મ સ્વરૂપે લીન તે, પરમ યોગી કહેવાય;
આત્મવત્ સૌ જીવને, ગણે હૃદયની માંહ્ય. ૨૪
પુણ્ય પાપ ને કર્મના થાએ બહુ વિકલ્પ;
નિર્મળ મારૂં રૂપ છે, શાદ કરૂં સંકલ્પ? ૨૫

ભિન્ન ભિન્ન સંયોગથી, મુખવિકારી થાય;
પણ દર્પણ નિર્મળ સદા, મુખ જોયે શું થાય? ૨૬

ચેતન મારૂં રૂપ છે, શરણુ ગણું પણ તેજ;
અન્ય તણો આશ્રય નહિ, જડ **અચેતન** એજ. ૨૭

જડ ચેતનની જોડ તો, કેમ કરીને થાય;
સરખે સરખા ને બને, સ્નેહ બીજે નવ જાય. ૨૮

જ્ઞાની તેને જાણવો, નિરખે વસ્તુ રૂપ;
ચિત્ત રૂપ ચૈતન્યનું, છોડે નહિ નિજરૂપ. ૨૯

"હું" તેજ ચૈતન્ય છું, બીજું છે નવ કોય;
આવું ઉત્તમ તત્ત્વ આ, સમજે વીરલા કોય. ૩૦

જે જે વળગ્યા આત્મને, ક્રોધાદિકનાં કાર્ય;
પુણ્ય પાપ પરિપાકથી, આવ્યા તે અનિવાર્ય. ૩૧

શાસ્ત્ર હજારો સાંભળી, સમજ્યો હું જે સાર,
કહી બતાવ્યો આજ મેં, ધ્યાન મહીં ઉતાર. ૩૨

---

# શ્રી દેવસેન આચાર્યના આત્મસ્વરૂપ પર વિચારો.

---

છપ્પા

(૧)

દર્શન જ્ઞાને પૂર્ણ દેશ અસંખ્યે વ્યાપક,
મૂર્તિવિણ તે નિત્ય શરીરાકારે સ્થાપક;
રાગ દ્વેષના દ્વંદ વિકલ્પો બહિર અંતરના,
તજી સમજ તું સુજ્ઞ આત્મને દોષ વિનાના;
છે નહિ લેશ્યા ભાવની કે શલ્ય ક્રોધાદિ તણું,
નિરંજન મારૂં રૂપ છે જન્મ જરા કે મૃત્યુ વિનાનું.

(૨)

સ્પર્શ તણું નહિ નામ વળી રસ રૂપ વિનાનો,
ગંધ શબ્દથી શૂન્ય ખરો ચૈતન્ય ખજાનો.
રમે ભાવ ચૈતન્ય નિરંજન નિર્મળ જે છે,
આવો નૌત્તમ આત્મ જ્ઞાનીઓ અમને કહે છે,
સુખદુઃખ આપે ઇંદ્રિયો મૂર્ખ જનોને સર્વદા,
રડતા બહુ અજ્ઞાનીઓ જ્ઞાની આનંદે સદા.

(૩)

વિશ્વતણા સઉ જીવ ગણે નિજ આત્મા જેવા,
જાણે નહિ સુખદુ:ખ મહર્ષિ મોટા એવા.
રાગ દ્વેષનો વાયુ ઝપાટા જ્યારે મારે,
મનરૂપી આ જળ ચલિત થાતું નહિ ત્યારે.
આત્મ તત્વને જાણતા જ્ઞાની એવા વિરલા,
જાણે શું અજ્ઞાનીઓ નુતન આત્માની કળા.

(૪)

સરોવર કેરૂં જળ સ્થિર બને છે જ્યારે,
પડી રહેલું રત્ન ખૂબ ચળકતું ત્યારે.
મનરૂપી ત્યમ જળ સ્થિર બને છે જ્યારે,
આત્મા રૂપી રત્ન સ્પષ્ટ જણાયે ત્યારે.
નહિ મનરૂપી હસ્તીને જ્ઞાન રસીથી બાંધતા.
લક્ષચોરાસી ચક્ર તે ભટકી દુ:ખને પામતા.

(૫)

શાન્તિવાળા જીવ રોકી શકે છે મનને,
આત્મ અને પરમાત્મ રોકી જે મનને જાણે.
મનરૂપી આ મ્હેલ વેરાન બને છે જ્યારે,
ઇંદ્રિયના વેપાર નષ્ટ બને છે ત્યારે.

આત્મતણું સ્વરૂપ પરિપૂર્ણ જો સ્ફુરતું,
આત્મ અને પરમાત્મ અનુભવ જ્યારે અર્પતું.

સોરઠો

આનંદમય વિશુદ્ધ હું, જ્ઞાન દર્શને પૂર્ણ;
પરભાવો આ વિશ્વના, કર્મતણા પરિપાક સૌ.

---

## શ્રી અમૃતચંદ્ર આચાર્યના આત્મધર્મ પર વિચારો

---

ગઝલ

રહે છે દૂર પરથી આ, અમારો એકલો આત્મા.
સ્વભાવોને ધરીને તે, રહ્યો છે નિજગુણોમાં.
કદિ સંકલ્પ વિકલ્પો, તણી નહિ જાળ છે એમાં,
અનેરૂં તત્વ રૂડું આ, વસે છે નિત્ય ભાવોમાં.
રસે રૂપે અને ગંધે, સદા છે ભિન્ન આ આત્મા,
જરા એ મોહ માયાના, નહિ છે ભાવ કંઇ એમાં.
ખરૂં હું તત્વ સમજીને, રહું ચેતન તણા રસમાં,
ચિદાનન્દી સ્વરૂપ મારૂં, નિહાળું આજ ભીતરમાં.
સમેટી શક્તિઓ સર્વે, રહું હું આત્મ ક્રિડામાં,
પ્રકાશે વિશ્વ આખું અહા, સ્વભાવિક દિવ્ય તેજોમાં.

---

# શ્રી અમિતગતિ આચાર્યના આત્મસ્વરૂપ પર વિચારો.

---

### હરિગીત

આ આત્મ મારો ઇંદ્રિયોથી પર સદા હું જાણતો,
ચેતન સ્વભાવે નિત્ય તે, પોતાતણું દુઃખ ધારતો.
કો દોષને જાણે નહિ સહ જ્ઞાનમાં તે રાચતો,
છોડી અસહાયક જ્ઞાનને, નહિ રાગ દ્રેષો રાખતો. ૧
આત્મ મારો સુક્ષ્મ દેહી, દેહતો સ્થુળ દેહી છે,
આત્મના સૌ કાર્ય તો દેહ કાર્યથી વિભિન્ન છે.
રસ રૂપ કે નહિ ગંધ જેને અમર ઉંચું તત્વ છે,
પર દ્રવ્યથી છે પર સદા નિજ ગુણથી અભેદ છે. ૨
દેખાય જે સમજાય જે અનુભવ કરે જે ઇંદ્રિયો,
આત્મથી પર જાણતા વિષયો બધા તે જ્ઞાનીઓ.
ચેતન વિનાના વિષયો માને વિનાશી યોગીઓ,
જડ ચેતને જે ભેદ છે સમજે નહિ તે ભોગીઓ. ૩
જો જ્ઞાનથી સમજાય છે આ વિશ્વની સૌ વસ્તુને,
સમજાય નહિ શું જ્ઞાનથી જ્ઞાને ભરેલા આત્મને.

જો જ્ઞાનથી સમજાય છે દીપક તણા સૌ તેજને,
સમજાય નહિ શું જ્ઞાનથી તેજે ભરેલા દીપને. ૪
વિમુક્ત છું, નિવૃત્ત છું, હું સિદ્ધ છું, ને બ્રહ્મ છું,
હું જન્મને જાણું નહિ સુખનો ભરેલો શીવ છું.
શબ્દો મહી છે ભિન્નતા પણ રૂપમાં નહિ ભિન્ન છું,
મુજ આત્મના સદ્રૂપમાં હું સર્વદા અભેદ છું. ૫
મુજ ભીતરે વ્યાપી રહ્યું જ્યોતિ સ્વરૂપ જે તત્વ છે,
છે પર થકી તે ભિન્ન ને માયા વિનાનું તત્વ છે.
નહિ રોગ કે દુઃખ જાણતું એ તત્વ ઉંચું આત્મનું,
એ તત્વવિણ સૌ તત્વને હું સ્થળ ગણું છું દુઃખનું. ૬
ખરી આત્મ જ્યોતિ પ્રકટતિ અનુભવ થવાથી આત્મને,
અંધકાર ચોદીશ વ્યાપતો અનુભવ વિના તે આત્મને.
તે જ્ઞાન જ્યોતિ પ્રકટતી જગમાં ભલે અંધકાર હો,
તે જ્યોતિ વિણ સમજાવતું નહિ વસ્તુઓના રૂપકો. ૭
નિજરૂપમાં રમતી રહે છે. વસ્તુઓ આ વિશ્વની,
સ્વભાવ કે નિજ રૂપને તે છોડતી કદીએ નથી.
ચેતન કદી જડ થાય નહિ જડતો બને ચેતન નહિ,
ગાયેથી મુજ આત્મ સંયમ, નિજ રૂપને છોડે નહિ. ૮

---

# શ્રી પદ્મપ્રભમલધારી દેવના આત્મ સ્વરૂપ પર વિચારો.

---

**હરિગીત**

જ્યાં છે જ્ઞાનનું સામ્રાજ્ય ત્યાં મન આત્મમાં સ્થિર થાય,
ખરૂં ધ્યાન ને વિજ્ઞાનને ખરૂં ધ્યેય ત્યારે હોય છે:
જો જ્ઞાનના સામ્રાજ્ય વિણુ નહિ અન્ય ઇચ્છા થાય છે,
તો શાન્ત રસનાં શસ્ત્રથી મોહ શત્રુને હણાય છે. ૧
જો ઇષ્ટ કે અનિષ્ટમાં કે જડ તથા ચેતન મહીં,
સમ ભાવને સેવી સદા મોહ પામતા જરીએ નહિ:
સમભાવના રવિ બિંબથી સંહારતા જે મોહને,
યોગિન એવા સજ્જનો સૌ ઓળખે પરમાત્મને. ૨
સમભાવ કેરી ભાવના અહો રાત્ર જે વિચારતા,
સહૃ જ્ઞાનના સામ્રાજ્યના તે અખંડ સુખને પામતા;
પર્યાય ને પર દ્રવ્યથી છે ભિન્ન જેઓ સર્વદા,
યોગિન એવા સજ્જનો સમભાવને વરતા સદા. ૩
નહિ નારકી, તિર્યંચ, કે, નહિ મનુષ્ય કે હું દેવ છું,
સહૃ રૂપમાં હું સિદ્ધનો વાહ એક માત્ર આત્મ છું:

મુજ આંખથી દેખાય છે પર્યાય જે આ લોકમાં,
પરિણામ તે તો માનતો સૌ પૂર્વના મુજ કર્મના. ૪

આનંદ છું, સમર્થ છું, હું જ્ઞાન દર્શન રૂપ છું,
હું કર્મના વિષ વૃક્ષને સહજમાં કાપી શકું;
હું પ્રકટ કરીને શક્તિને મુજ આત્મના દર્શન કરૂં,
પર તણી ઇચ્છા તજી બસ આત્મમાં રમતો ફરૂં. ૫

પ્રકાશ છું, કૃતાર્થ છું, કલ્યાણ છું, ને શાન્ત છું,
ઇંદ્રિયોથી પાર છું અગમ્ય સ્વરૂપ જ્ઞાન છું;
જન્મો તણાં દુઃખ વૃક્ષને હું ભસ્મ સમ કરનાર છું,
કર્મો તણા લેપન થકી હું શૂન્યવત્ સમજાઉં છું. ૬

મહાબલી, પ્રાચીન, પુરૂં, પરમાત્મ મારૂં રૂપ છે,
દર્પણ તણા તો બિંબ સમ જ્યોતિ સમું તે હોય છે;
પર ભાવથી અગ્રાહ્ય છું શુદ્ધ ભાવથી હું ગ્રાહ્ય છું,
સ્વભાવથી સાક્ષાત હું તો આત્મથી પરમાત્મ છું. ૭

વિશુદ્ધ છું પ્રસિદ્ધ છું હું પુરણ પરમ જ્યોતિ છું,
અમર વ્હાલો આત્મ મારો પ્રેમથી હું પોષું છું;
આત્મને હું આત્મદ્વારા આત્મમાં નિહાળું છું,
નીરખવા મુજ આત્મને સાધન નહિ કંઈ જાણું છું. ૮

હું એ જ છું, હું એ જ છું, અભ્યાસ કરતો એજનો,
દૃઢ ધ્યાન આવું થાય છે મુજ આત્મમાં દીન રાત તો;
એ ધ્યાનથી મુજ આત્મમાં ખરી આત્મ સ્થિતિ થાય છે,
સ્થિતિ વડે મુજ આત્મને શુભ આત્મ દર્શન હોય છે. ૯

આકાશને રોકયા થકી સાકાર તે સમજાય છે;
પણં દેહ વિણ કહો આત્મને આકાર ક્યાંથી હોય છે ?
વિકલ્પ કે ક્રિયા નહિ, નિષ્કમ્પ, નિત્ય, મનાય છે,
સુખ સ્થાન, તે જગ જ્ઞાનથી, અહો વિશ્વનું રૂપ થાય છે. ૧૦

સમજ્યા વિના સ્વરૂપને નહિ તત્વને સમજાય છે,
સમજયા થકી સાક્ષાત તે સ્વરૂપને પમાય છે,
વાણી વડે કહેવાય નહિ અવ્યક્ત ઇંદ્રિય પાર છે,
અનંત મારો આત્મ વ્હાલો શબ્દથી રહીત છે. ૧૧

જન્મને જાણે નહિ સંસારમાં ભમતો નહિ,
વિકલ્પને જાણે નહિ નિજ ગુણને છોડે નહિ,
ગોચર નહિ ઇંદ્રિયો વડે કપાય ને જાણે નહિ,
શબ્દને જાણે નહિ નિજ રૂપને તજતો નહિ. ૧૨

શુદ્ધ આત્મનું જો ભાવથી ખરૂં ધ્યાન નિત્યે થાય છે,
સદ્ રૂપના આશ્રય વડે તન્મય જો થવાય છેઃ
આ ગ્રહણ કરવા યોગ્ય છે હું ગ્રહણનો કરનાર છું,
તો આત્મને આ કલ્પના કદી નહિ થનાર છે. ૧૩

મુજ રામનું* સ્વરૂપ તો સત ચિત્ આનંદ રૂપ છે.
શુદ્ધ મારો રામ તો નિજ ગુણનો સમુહ છે;
સમુહને વિચારીને તન્મય બની એ રામમાં,
શરણ છોડી અન્યનું હું લય બનું મુજ રૂપમાં. ૧૪

### દોહરો

કષાયનો મળ મેલ જો, શુદ્ધ ભાવ ધોવાય;
શુદ્ધ આત્મને આત્મથી, સહજમાં ઓળખાય.

## શ્રી શુભચંદ્ર આચાર્યના આત્મ સ્વરૂપ પર વિચારો.

### ગઝલ

સ્વભાવિક જ્ઞાનનું સામ્રાજ્ય જ્યોતિ શુદ્ધ ચૈતન્યની
પીછાણી આત્મ આવાને વિકલ્પો આજ છોડું છું
ચિદાનંદી અમર વિશુદ્ધ સુંદર ખાણ-સંપદની
ન રહેતુ દુ:ખ જ્યાં જરીએ અજબ સંપદ સેવું છું.

* રામ=આત્મા.

કુહાડી પાપના વનની સદા છેદે કુકર્મોથી
રૂડા મુજ રામ આવા તું નિરંતર રક્ષ ઇચ્છું છું,
કર્યો છે શોષ સાગરનો ઉછળતા રાગ દ્વેષોનો
રૂડા મુજ રામ આવા તું નિરંતર રક્ષ ઇચ્છું છું.
રહ્યો છે દૂર પરથી તું વિકારોથી સદા તું પાર
ખરા આનંદનો સાગર નિરંતર રક્ષ ઇચ્છું છું.
નહિ આકુળતા તુજમાં રહ્યો છું દઢ ગુણોમાં
ન જાણે જન્મ મૃત્યુ તું તને હું રામ પુજુ છું,
સદા વિશુદ્ધ મળ વિના શોભે તું સમય સાર
સહજ આનંદ કેરૂં સ્થળ તને હું રામ પુજુ છું,
થતી સંસારની વૃદ્ધિ વિવિધ વિચાર આવ્યાથી
ખરૂં છે ધ્યાન આત્માનું બીજું હું ધ્યાન છોડું છું
વિકલ્પોનું રહ્યું જે ધ્યાન નજરમાં લાગતું સુંદર
પરન્તુ ધ્યાન સાચું નહિ બીજું હું ધ્યાન છોડું છું,
પિયુષના પૂરમાં ડુબી પરમ આનંદ પામુ છું
અનુભવ [illegible] [illegible] ખરો હું રામ જોઉં છું,
તજીને પુન્યના કામો મમત્વેથી ભરેલા જે
અહા ચિંતામણી કેરૂં ઉમંગે રત્ન [illegible] છું.
વહે જે નિજ આત્માથી ન આવે પર ભાવોથી
ન થાતી તુલના જેની પિયુષ એ [illegible]જ પીઉં છું,

અનુપમ ને અનેરૂં જે નથી ઉપદ્રવ જ્યાં જરીએ
પિયુષ કેરૂં અમર એ જળ સુખેથી આજ પીઉં છું.
ખરેખર આત્મ "હું" માં છું સહજ આનંદથી ભરપુર
અમર આ આત્મ મારાને આત્મામાં ઠરાવું છું
ઠરાવી આત્મની દ્વારા અજન્મા આત્મ મારાને
નિરંતર ભાવના એની ઉમંગે આજ ભાવું છું
પડે છે ચિત્ત મારૂં આ કદી જો રાગ દ્વેષોમા
તજી હું ચિત્ત એવાને સુધ્યાને ચિત્ત દોરૂં છું.
બનું છું સ્થિત આત્મામા ખરો મુજ મર્મ સેવાને
સદા સદ્ જ્ઞાનમાં રાચી સકળ મુજ મોહ છોડું છું,
હઠાવીને બધો મહિમા સદંતર રાગ દ્વેષોનો
સ્વરૂપ તો બ્રહ્મનું ધારી પરમ પદ લીન થાઉં છું.
ભવમાં ભય કરનારા ભીતર વિકલ્પ છોડીને
સમતા રસ થકી રસબસ સ્વરૂપનું ધ્યાન સેવું છું.
અમર એ ચીનગારીમાં સ્વરૂપ મારૂં નિહાળીને
પ્રકાશું જ્ઞાન જ્યોતિથી બધો હું મોહ છોડું છું.
તજીને મોહ [illegible]ને તજીને પર ભાવોને
પરમ એ તત્વ પામીને ભીતરને આજ ભાળું છું.

---

( સુખલાલ જીવરાજ શાહ બી. એ. કૃત

કાવ્ય ભાષાંતરો )

ભક્તામર સ્તોત્ર

સંસ્કૃત સામાયિક પાઠ

સામાયિક વિધિ કાવ્ય

મહાવીર થુઈ

આત્મ દર્શન

જૈન પત્રોએ તથા વિદ્વાનોએ આ ભાષાંતરોની પ્રશંસા કરી છે. આઠ આનાના પોસ્ટેજ સ્ટેમ્પ મોકલવાથી બધા કાવ્યો મળી શકશે.

જ્ઞાન પ્રચાર માટે કોઇ પણ ગૃહસ્થ આ કાવ્ય, અગર બીજા કાવ્યોને છપાવી શકે છે.

શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય-ઝલોર.

# આત્મ ભાન

જુદું છે જડ ચેતનથી, થયું જો ભાન આવું તો;
ગયા સંસારના તાપો, હૃદય શીતળ બન્યું મુજ તો.
કરૂં ક્રીડા ચિદાનંદે, મળ્યું સદ્ જ્ઞાન આવું તો.
રમું હું મુક્તિની વાટે, બની બાળક પ્રભુનો તો.
પ્રકાશ્યો આત્મ હિરો જો, સ્વરૂપનું જ્ઞાન પ્રકટયું તો;
ઉડી ચાલ્યું બધુ અજ્ઞાન, નિહાળું આત્મ જ્યોતિ તો.
સ્વરૂપનો ભાનુ પ્રકટયો જો, ગયું મિથ્યાત્વ મારૂં તે
હૃદય છે શાંતિમાં આજે, ગઇ ચિંતા સકળ મુજ જો.

અનુવાદક.



અમદાવાદમાં પુસ્તક મળવાનું ને છપાવવાનું ઠેકા

**વાડીલાલ કાકુભાઈ સંઘવી.**

સારંગપુર તળીઆની પોળ-અમદાવાદ.